અથ

# શ્રી મુનિભક્તિ.

કર્તા

મગનલાલ નાગરદાસ.

મુંબઇ.

રાજ્યભક્ત પ્રીંટીંગ પ્રેસ.

સંવત ૧૯૪૭ સને ૧૮૯૧

કીંમત બે આના.

# અથ શ્રી મુનિભક્તિ પ્રારંભ.



શ્રી મંગલાચરણ.

## અથ નવપદજીનું સ્તવન.



વીનંતી ધરજો ધ્યાન—એ દેશી

નવપદ ધરજો ધ્યાન ભવિ તમે નવપદ—ટેક ॥
નવપદ મહિમા જગમાં મોટો,
કહિ ગયા શ્રીવર્દ્ધમાન. ભવિ તુમે ॥ ૧ ॥
નવપદ પુજા હે સુખદાઇ,
મનવાંછિત અભિરામ. ભવિ તુમે ॥ ૨ ॥
શ્રીશ્રીપાલ ને મૈનાં સુંદરી,
પામ્યા અવિચલ ધામ; ભવિ તુમે ॥ ૩ ॥
મંત્ર જડી ઓર તંત્ર બહોત હે,
ધનકું મિથ્યા માન. ભવિ તુ૦ ॥ ૪ ॥
નાગર પાના સુત વિનવે
મગન માગે મુક્તિ ધામ. ભવિ તુમે નવપદ.

॥ અથ ગૌહલિ લિખ્યતે. ॥

સજની મોરી પાસજીનદને પુજોરે;
સજની મોરી દુનિઆમાં દેવ ન દુજોરે:
સજની મોરી સુહિત ગુરૂ અહીં આવ્યા રે
સજની મોરી સૌ સંઘને મન ભાવ્યા રે ॥૧॥
સજની મોરી મોહનલાલજી માહારાજરે,
સજની મોરા સુણજો સૌ અધીકારરે;
સજની મોરી પંચમહાવ્રત સુદ્ધાં પાળેરે,
સજની મોરી શાસ્ત્ર તણે અનુસારે રે. ॥ ૨ ॥
સજની મોરી સમતા ગુણાના દરીઆરે,
[illegible] ક્રિયા પાત્રના ભરીઆરે;
[illegible] જ્ઞાન તણા ભંડારે,
[illegible] કહેતા ન આવે પારરે. ॥૩ ॥
[illegible] મધુરી વાણીએ ભાખેરે,
[illegible] સંઘ સ્વાદ સર્વે ચાખેરે;
[illegible] પ્રશ્ન વ્યાકરણ વંચાયરે,
[illegible] આ સર્વ સંવર અર્થ થાયરે.. ॥ ૪ ॥
[illegible] ઉપર ચરિત્ર વંચાયરે,
[illegible] પૃથ્વી ચંદ કુમારરે;

સજની મોરી સુણતા વૈરાગવંત થાયરે;
સજની મોરી અજ્ઞાન મિથ્યાત હઠાવેરે. ॥ ૫ ॥
સજની મોરી ખટચેલા તમે જાગોરે,
સજની મોરી વિનય ગુણના ખાણોરે;
સજની મોરી જોબનવયમાં છે સરખારે,
સજની મોરી વંદો પુજોને હરખોરે. ॥ ૬ ॥
સજની મોરી જંગમ તીર્થ કહીએરે,
સજની મોરી વદીને પાવન થઇએરે;
સજની મોરી સંઘના પુણ્યે અહીં આવ્યારે,
સજની મોરી જીનધર્મ દિપાવ્યારે ॥૭॥
સજની મોરી ભાવ સહિત ભક્તિ કરજોરે,
સજની મોરી પુણ્યના પોઠો તમે ભરજોરે;
સજની મોરી ભર્તબાહુ પેરે તરસોરે,
સજની મોરી સમુદ્રપાર ઉતરશો રે. ॥૮॥
સજની મોરી વ્રત પચ્ચખાણ ઘણાં થાય રે,
સજની મોરી સાત ખેતર ધન ખરચાય રે;
સજની મોરી દેહરે દેહરે ઓછવ મંડાય રે,
સજની મોરી ચોથા આરો વરતાય રે. ॥ ૯ ॥
સજની મોરી સધવા સ્ત્રી ગૌહ્લી કહાડે રે,

સજની મોરી મુગતાફલસું વધાવે રે;
સજની મોરી નાગર પાના સુત ગાવે રે,
સજની મોરી મગન લાગે મુની પાયે રે;
સજની મોરી પાસજીનદને પુજો રે,
સજની મોરી દુનિઆમાં દેવ ન દુજો રે;

અથ ગૌલી લિખ્ય તે.

મુનિવર સંજમમાં રમતા, શિવપુર જાવાની ખપકરતા;
અહો મુનિ સંજમમાં રમતા,=આંકણી
મુનિવર વિચરંતા આવ્યા, ખટ ચેલા સાથે લાવ્યા;
મુંબઇના સંઘને ભાવ્યા, મુનિવર. શિ. અહો. ॥૧॥
મુનિવર સંજમમાં શુરા, મુનીવર ક્રિયામાં પુરા;
પરિણામે મુનિ અતિ રૂડા,-મુ. શિ. અહો. ॥૨॥
મુનિજીની દેશના બહુ સારી, ભાવિજનને લાગે પ્યારી;
પ્રતિબોધ પામ્યાં નરનારી, મુ. શિ. અહો. ॥૩॥
મુનિવર લાભઘણાલીધા,શ્રીસંઘનાં કારજઅતિસીદ્ધાં;
એવો ઉપકાર મહામુનીએ કીધો, મુ. શિ. અહો. ।૪।
મુનિજીનું નામ ઘણું સારૂ, મોહનલાલજીલાગે પ્યારૂં;
જીનસાસનને ઘણું અજવાળ્યું, મુ. શિ. અહો. ॥૫॥
મુનિવરના જે ગુણ ગાવે, શિવપુર નગરી વેગે જાવે;

કહે મગનમુનીવરને ધ્યાવે, મુનિવર સંજમમાં રમતા;
શિવપુર જાવાની ખપ કરતા, અહો મુની. ૬

અથ ગરબાની દેશી.

મુંબઇ આવ્યારે વહાલા, લાલચ લાગી મુની લટકાલા;
વંદવા જઇશુંરે વેહેલા, દેશના સુણીશું સૌ પેહેલાં.મુ.૧
દેશના જાણીએ અમૃતવાણી પ્રતિબોધ પામ્યારે પ્રાણી.
નાણા મંડાવીને વ્રત ઘણાં લીધાં;
કારજ ભવિનારે સિધ્યાં; મું. ૨
પેહેલુચોથુંનેબાર વ્રતલીધાં, પંચાંગિ લાહવોરે લીધો;
પુજા ઓછવનો ઘણો ઠાઠ,
ધન ખરચાય રે એક લાખ; મું. ૩
ઓછવમાં અમે ગાવા રે જઇશું, ફરતી ફુદડીરે લઇશું;
જીનજીને ચરણે વારણાં લઇશું,
મુનીને વંદવારે જઇશું, મું. ૪
સ્વામીવત્સલ દિન પડતા થાયે, નાટક નવનવારે થાયે,
પ્રભાવના નિત્ય ફરતી આપે;
દુખડાં ભવનારે કાપે, મું. ૫
રાતી જગ્યો લાલબાગમાં થાવે, વાજાંવિલાતનારે લાવે;
સાહેલીઓ દેવગુરૂ ગુણગાવે;

લળી લળી લાગેરે પાયે મું. ૬
ખટદર્શનવાળા સાચું બોલે, નહીં જીન ધર્મનેરે તોલે;
ચાર આહાર તજી અપવાસ કરતા,
એવું જાણીનેરે નમતા મું. ૭
માસપાસ ને આઠપાંચ કીત્રાં,
ગુરૂ મારા લાભ ઘણાએ લીધા;
સવત્સરીશકિતદાનદીધાં,નરભવ લાવારે લીધા;મું.૮
મોહનલાલજી મુંબઇ ચોમાસું, સંઘને આગ્રહે કીધું;
સંઘ સર્વને ધર્મદાન દીધું,મિથ્યાત ઓછુરે કીધુ;મું.૯
ઓગણીશ સુડતાળ રે વર્ષે,
શ્રાવણ ઉજલી બીજને દિવસે;
મગન કહે ભાવથી જે ગાવે, પાપ સઘળાંરે જાવે,મું.૧૦

અથ ગરબાની દેશી.

આજનો લાહવો લીજીએરે, કાલ કોણે દીઠું છે;
કોણે દીઠું છે, જ્ઞાની દીઠું છે;
ધરમ કરણી રૂડી કીજીએ રે, કાલ કોણે દીઠું છે. ૧
માત પીતા બંધવ સુત બનીતા,
સ્વપ્નકો રાજ કેમ લીજીએ રે: કાલ. ૨
હાથેલી અંજલી સરખું આયખું,

ખીજાનો ભરૂસો નવ કીજીએ રે કાલ. ૩
મોહરાજાના રાજમાં વસીએ,
નરકની ગોદમાં ફસીએ રે; કાલ. ૪
પંચેંદ્રિ વશ કરી રાખીએ,
ચાર પ્રકારે ધર્મ કીજીએ રે, કાલ. ૫
સાત ખેતરમાં ધન ખરચીજે,
શિવપુરમાં જઇ વસીએ રેઃ કાલ. ૬
સિદ્ધાચલ પંચતિર્થે રે જઇએ,
યાત્રા કરી પાપ હરીએ રે; કાલ. ૭
દેવગુરૂ નિત્ય ભકિત કરીએ,
ભવસાગરથી તરીએ રે; કાલ. ૮
પડિકમણું રે બેટંકનું કરીએ,
શિવરમણીને વરીએ રે; કાલ. ૯
આસરવ સરવે દુર કરીએ,
સંવરને આદરીએ રે; કાલ. ૧૦
જ્ઞાની મહારાજની શિખામણ માનીએ,
ચોરાસી ફેરા ટળીએ રે; કાલ. ૧૧
મગન કહે સુણજો નરનારી,
ધર્મ કરણી નવ ચુકીએ રે; કાલ. ૧૨

## "અથ મુનિભક્તિ"

ભગવતી દેવીને નમું ચરણે કરી પ્રણામ,
મુનીભકિત કરવાભણો આપો અવિચળ વાણ;
મુનીભકિતને કારણે રચના કરૂં વિસ્તાર,
કાનધરોને સાંભળો સંઘ થઇ ઉજમાલ.
નિગ્રંથમુની અહીં આવીઆ મોહનલાલજી મહારાજ,
ખટ ચેલાસુ પરવર્યા મુંબઇ શેહેર મોઝાર.

ઢાલ.

મુનીવર શિરોમણીરેલોલ, મોહનલાલજી મહારાજ
મારાવાલાજીહો; મુંબઇ શેહેરમાં પધારીઆરે લોલ.૧
ખટ ચેલા પરિવારસું રે લોલ,
વિનય ગુણ નિધાન મા. વા. મું. ૨
ગામો ગામ વિચરંતા આવીયા રે લોલ,
દમણ શેહેર મોઝાર મા. વા. મું. ૩
મુંબઇમાં માલમ પડી રે લોલ,
સંઘ વાંદવાને જાય. મારા. વા. મું. ૪
વંદીને દેશના સુણી રે લોલ,
દેશના તે અમૃત ધાર મા. વા. મું. ૫

સંઘે મળી વિનંતી કરી રે લોલ,
નિગ્રંથ મુનીનો અમને વિરહ. મા. વા. મું. ૬
વિશાસહસ્ત્ર શ્રાવક વસે રે લોલ,
ધનવંત વિનયવંત સાર, મા. વા. મું. ૭
સંઘમળી મોકલ્યા તેડવારે લોલ,
પધારો મહામુનીરાજ. મા. વા. મું. ૮
સંઘના આગ્રહથી પધારીયારે લોલ,
પગ રસ્તે ચાલ્યા જાય, મા. વા. મું.
વિશાવસા દયાના ધણી રે લોલ,
જયણાથી ચાલ્યા જાય, મા. વા. મું. ૧૦
કાચા પાણીમાં પગ નવ મુકયોરે લોલ,
ફરતા તરતાના નવી સંગ, મા. વા. મું, ૧૧
તેરસ કૃષ્ણ પક્ષની રે લોલ,
ફાગણ માસ મોઝાર મા. વા. મું. ૧૨
અગાસી બંદર આવીયા રે લોલ,
ભેટયા શ્રીમુની સુવ્રત. મા. વા. મું. ૧૩
ચાર દિવસ સંઘે રાખીયારે લોલ,
સંઘ મળ્યો ઘણોસાર મા. વા. સું. ૧૪
ઓછવ મોછવ નિત્ય નવનવા રે લોલ,

સંઘની ભકિત ઘણી થાય, મા. વા. મું. ૧૫
નગીનચંદ કપુરચંદ ભાવ ઘણો રે લોલ,
નવલચંદ ઉદેચંદની જોડ મા. વા. મું. ૧૬
સ્વામીભાઇની સાજ કરી ઘણી રે લોલ,
તેના પુણ્યતણો નહીં પાર, મા. વા. મું. ૧૭
પેહેલું જમણ ચુનીલાલનું રે લોલ,
પનાલાલ બાબુના સુત મા. વા. મું. ૧૮
બીજું જમણ મંડલિતણું રે લોલ,
જવેરી લોકના પુત, મા. વા. મું. ૧૯
સ્વામીભાઇની ભકિત જે કરે રે લોલ,
તેનાં નરક નીગોદ દુઃખ જાય મા. વા. મું. ૨૦
પુનીઆ શ્રાવકને નમું રે લોલ,
નિત્ય નવાનવા સ્વામી જમાડ મા. વા. મું. ૨૧
મહાવીરસ્વામી વખાણીઆ રે લોલ,
તેતો દેવલોક શિવપુર જાય, મા. વા. મું. ૨૨
ચૈત્ર શુદ બીજને દિને રે લોલ,
સધાવ્યા સંઘની સાથ મા. વા. મું. ૨૩
નીરદોષે પગે ચાલતા રે લોલ.
શુદ પાંચમને સોમવાર, મા. વા. મું. ૨૪

માહીમપુરીમાં આવીયારે લોલ,
વંદ્યા શ્રીશાંતીનાથ, મા. વા. મું. ૨૫
સંઘ આવ્યો ઘણો વાંદવા રે લોલ,
તીયાં દેવગુરૂનો જોગ. મા. વા. મું. ૨૬
પુજા ભણાવી ઘણા ઠાઠથી રે લોલ,
નિત્ય નવાં નવાં નાટક થાય, મા. વા. મું. ૨૭
સ્વામીવત્સલ આખા દિનનાં રે લોલ,
સુરતી જવેરીએ કીધ. મા. વા. મું. ૨૮
શુદ છઠને ભોમવાર છે રે લોલ,
સધાવ્યા મહામુનીરાજ, મા. વા મું. ૨૯
સંઘ સહીત ઇહાં આવીઆ રે લોલ,
બીરાજયા ભાઇખાલા માંહી મા. વા. મું. ૩૦
શ્રીઆદેસરજીને ભેટીઆરે લોલ,
સંઘ સહીત મહારાજ, મા વા. મું. ૩૧
મોતીશાહે ચૈઇત કરાવીઉં રે લોલ,
ધન્ય શ્રાવક અવતાર, મા. વા. મું. ૩૨
ડાયાભાઇએ ભકિત કરી ઘણી રે લોલ,
મુનીની કીધી ઘણી સાજ, મા. વા. મું. ૩૩
ભાવ સહીત ભકિત કરે રે લોલ,

તેનો દેવલોકમાં થાય વાસ. મા. વા. મું. ૩૪
શુદ સાતમને બુધવાર છે રે લોલ,
મુહુર્ત ભલેરૂં સાર, મા. વા. મું. ૩૫
સિદ્ધિજોગ આખા દિનનોરે લોલ,
મુહુર્ત અતિ ઘણું શ્રેષ્ટ, મા. વા. મું. ૩૬
શેહેર પાટણનો વાસીઓ રે લોલ,
મગન નાગર ગુણ ગાય, મારા વાલાજીહો;
મુંબઇ શેહેરેમાં પધારીઆ રે લોલ. ૩૭

॥ દુહા લીખ્યતે ॥

અનારજ જેવું ક્ષેત્ર એ નિગ્રંથ મુની નહીં દેખંત
પુણ્ય સંજોગે આવીઆ મુનીની ભકિત કરીશ. ૧
મુનીને આર હોરાવીઆવાંઆરજ કીધી અતીસાર,
ભર્તબાહુ બેઉ ભાઇ થયા પામ્યા શીવપુર વાસ. ૨
તે માટે ભકિત કરો રાત દિવસ રહો પાસ,
ભર્તબાહુપેરે પામશો લેશો લીલ વિલામ. ૩
મુનીવિના કેવલ નહીં કેવલ વિના નહી મોક્ષ ૪
ભાવ સંજમથી પામીએ અનુપમ મુકિતનું સુખ.

॥ અથ સામૈઉં લિખ્યતે ॥

હવે સંઘે સામૈયું આદર્યું રે લોલ,

ગુરૂભક્તિના કાજ માહરા વાલાજીહો;
સાંમૈયું અતિ શોભતું રે લોલ. ૧
મોટમોહટા સાંમૈયાં આગલ થયાં રે લોલ,
તેતો આગમમાં વિસ્તાર, મા. વાં. સાં. ૨
સંક્ષેપથી હું વર્ણવું રે લોલ,
તમો સાંભલજો નરનાર મા. વા. સાં. ૩
સેણીક રાજાએ સાંમૈયું કર્યું રે લોલ,
ભક્તિ કરી અતીસાર, મા. વા. સાં. ૪
તીર્થંકર પદ બાંધીઉં રે લોલ,
તેતો ભકિતતણે અનુસાર, મા. વા સાં. ૫
કુરણીકનું સાંમૈયું વખાણીઉં રે લોલ,
તેની સુત્રમાંહે છે સાખ, મા. વા. સાં. ૬
ઇશાનભદ્રે સાંમૈયું કર્યું રે લોલ,
માન થયું તેણી વાર, મા. વા. સાં. ૭
ઇંદરે માન ઉતારીઉં રે લોલ,
સંજમ લીધો તત્કાલ, મા. વા. સાં. ૮
તવ સુરપતીએ ખમાવીઉં રે લોલ,
ધન્ય માનવ અવતાર, મા. વા. સાં. ૯
સાંમૈયાનો લાભ ઘણો કહો રે લોલ,

તમો કરજો વારંવાર મા. વા. સાં. ૧૦
હવે મુંબઇનું સામૈયું તમો સાંભળો રે લોલ,
સંઘ તેડવાને જાય, મા. વા. સાં. ૧૧
આખા શેહેરમાં તે વાવટા બાંધીયા રે લોલ,
પતાકાનો નહીં પાર, મા. વા. સાં. ૧૨
મોતીઓનાં તોરણો બાંધીઆં રે લોલ,
પરવાળા ઝાકઝમાળ, મા. વા. સાં. ૧૩
સાંબેલાં ઘણાં સણગારીઆં રે લોલ,
જાણે દેવ કુમાર અવતાર મા. વા. સાં. ૧૪
મોતીઓની માળ પેહેરી હતી રે લોલ,
હીરા માણેકનાં નહીં પાર, મા. વા. સાં. ૧૫
લીલાં તે પાનાં જગમગે રે લોલ,
તેના તેજ તણો નહીં પાર, મા. વા. સાં. ૧૬
સાહેલીઓ અતી શોભતી રે લોલ,
મળી છે ટોળાટોળ, મા. વા. સાં. ૧૭
મુનીભકિતને કારણે રે લોલ,
ગાય છે ગીત રસાળ, મા વા. સાં. ૧૮
સાજન મળ્યું ઘણું સામટું રે લોલ
જાણે ઇંદ્ર તણો અવતાર, મા. વા સાં. ૧૯

મોહટા મોહટા શેઠીઆ પધારીઆરે લોલ,
પગે ચાલતા સામા જાય, મા. વા. સાં ૨૦
નામ વાર તમે સાંભલોરે લોલ,
તમે ઓલખજો એંધાણ, મા. વા. સાં. ૨૧
પ્રેમચંદભાઇ ને દયાભાઇ બે જણારે લોલ,
ચુનીલાલ બાબુ સાથ, મા. વા. સાં. ૨૨
મનસુખભાઇ ભગુભાઇ શેઠીઆરે લોલ,
વીરચંદ દીપચંદ છે સાથ, મા. વા. સાં. ૨૩
ગોકલભાઇ મુલચંદ વીસનગરીરે લોલ,
નથુભાઇ સુરચંદ સાથ, મા. વા. સાં. ૨૪
નગીનભાઇ નવલભાઇ બે જણારે લોલ,
ધરમચંદભાઇ લીધા સાથ, મા. વા. સાં. ૨૫
તલકચંદ માસ્તર આવીઆરે લોલ,
મોતીચંદ હરખચંદ સાથ, મા. વા. સાં. ૨૬
વાડીલાલ સાંકળચંદ આવીઆરે લોલ,
વીઠલ ડાયાભાઇ સુત, , મા. વા. સાં. ૨૭
અમુલખ ખુબચંદ આવીઆરે લોલ,
વાહાલજી હાથીભાઇ સાથ, મા. વા. સાં. ૨૮
નેમુભાઇ પોતે આવીઆરે લોલ,

સાકરચંદ લાલભાઈ સાથ, મા. વા. સાં. ૨૯
ઓધવજીભાઇ આવીઆરે લોલ,
જમનાદાસ ડાકતર સાથ, મા. વા. સાં. ૩૦
એવા એવા શેઠીયા પધારીયારે લોલ,
બીજા સંઘ તણો નહીં પાર, મા. વા. સાં. ૩૧
વાજું મોહટું વીલાતનું રે લોલ,
તેનાં ચાલીસ માણુસ સાથ, મા. વા. સાં. ૩૨
સાબેલે સાંબેલે વાજાં વાગેરે લોલ,
હેવું મંન થઉ ઉલાસ, મા. વા. સાં. ૩૩
ગાડી ઘોડા ને રથ પાલખીરે લોલ,
ચાર ઘોડાનો મોહટો છે રથ, મા. વા. સાં. ૩૪
ચાર ઘોડાની ગાડીઓ ઘણીરે લોલ,
તેને હાકનાર ગોરો હુસાઆર, મા. વા. સાં. ૩૫
નીસાન ડંકો ગાયકવાડના રે લોલ,
ઘોડા ઉછલે છે મોહટેરી ફાલ, મા. વા. સાં. ૩૬
ઘોડાના પગે ઝાંઝર વાગે રે લોલ,
નાચે છે થેઇ થેઇ મારે, મા. વા. સાં. ૩૭
સરકારથી હુકમ થઓરે લોલ,
પોલીસ લીધી છે સાથમાં, મા, વા, સાં. ૩૮

કાનસ્ટેબલ ઘોડે ચડયારે લોલ
અસવારનો નહીં પાર મા. વા. સાં. ૩૯
સાપાઇ હતા ઘણા સામટારે લોલ,
એવી સરકારની થઇ મેહેર મા. વા. સાં. ૪૦
માણેક મોતી હીરલે જડયાં રે લોલ,
સોના તણો નહી પાર મા. વા, સાં, ૪૧
વરઘોડે સાજન બહુ મલ્યું રે લોલ,
મણુતરીનો નહીં પાર, મા. વા. સાં, ૪૨
આખા સંઘને તે ઉછરંગ બહુ થયો રે લોલ,
તે તો જાણે છે વીતરાગ મા, વા, સાં, ૪૩
લાખો ગમે જોવા મલ્યા રે લોલ,
પગ મુકવાની નહી જાગ મા, વા, સાં, ૪૪
ખટદરશનવાળા પ્રશંસા કરે રે લોલ,
ધન્ય શ્રાવક અવતાર મા, વા, સાં ૪૫
વાજીંત્ર હતાં આખા શેહેરનાં રે લોલ,
તેમાં ભેર ભુંગલને તાલ મા. વા. સાં. ૪૬
જાચક ભોજક હતા સામટારે લોલ,
થેઇ થેઇ નાટક થાય, મા. વા. સાં. ૪૭
જોવા ઉભા માળે ચડીરે લોલ,

એ તો શ્રાવકનો સંઘ જાય, મા. વા. સાં. ૪૮
પાયે નમી લેવે લુંછણાંરે લોલ,
હાથ જોડી જોડી લાગે પાય, મા. વા. સાં. ૪૯
મેઘમાળી દેવતાને અભીયોગ દીધોરે લોલ,
એતો ચતુરવિધી સંઘ સામો જાય, મા. વા. સાં. ૫૦
વાદલ છાયું આખા શેહેરમાંરે લોલ,
ત્યાં અમૃતના છાંટા થાય, મા. વા. સાં. ૫૧
સામૈયું ઠેઠ જઇ ઉતર્યુંરે લોલ,
સંઘ બેઠો ગુરૂની સામ મા. વા. સાં. ૫૨
શ્રીફલ મુકીને વંદના કરી રે લોલ,
ગુરૂ દેસના દીધી અતિ સાર મા, વા, સાં, ૫૩
સંઘ ઉભો થઇને વિનાવેરે લોલ,
ગુરૂ પધારો શેહેરની માંહી મા, વા, સાં. ૫૪
સામૈયાં સાથે પધારીઆ રે લોલ,
આવ્યા છે લાલબાગ માંહી મા, વા, સાં, ૫૫
સંઘની પાસે જાગ્યા જાચી રે લોલ,
સંઘે ભળાવી તત્કાલ મા, વા, સાં, ૫૬
ગુરૂ પાટીઆ ઉપર પધારીયા રે લોલ,
સંઘ વદે છે નર ને નાર મા, વા, સાં, ૫૭

સંઘ વંદીને દેસના સુણે રે લોલ,
મુની દેશના તે અમૃત ધાર મા, વા, સા ૫૮
દેહરે દેહેરે ઓછવ માંડીઆરે લોલ,
આખા શેહેરમાં હરખ ન માય મા, વા, સા ૫૯
નાગર પાના સુત વિનવેરે લોલ;
સેવક મગન ગુણ ગાય મા, વા, સાં. ૬૦
મુનીને વંદના માહરી રે લોલ,
એક સહસ્ત્ર ને આઠ વાર મા, વા, સાં, ૬૧
ઓગણીસ સુડતાલા વરસમાંરે લોલ,
ચૈત્ર માસ મોઝાર મા. વા. સાં. ૬૨
મુંબઇમાં ચોમાસું કીધુ રે લોલ,
મોહનલાલજી મહારાજ,
મારા વાલાજીહો,સામૈયું અતિ શોભતુંરે લોલ, ૬૩

## મુનીભકિતની ઢાલ બીજી.

મુની વખાણ વાંચે વૈરાગમાંરે લોલ,
પ્રતિબોધ પામે તત્કાલ, માહરા વાલાજીહો,
મુંબઇ શેહેરમાં પધારીઆરે લોલ ૧
ઓલીના દિન આવીઆરે લોલ,
શુદ સાતમને બુધવાર, મા. વા. મું. ૨.

ચૈત્ર માસ સોહામણોરે લોલ,
નવ દિન આંબીલ થાય, મા.વા. મું. ૩
શ્રીપાલ ચરિત્ર મુનીઆદર્યુંરે લોલ,
તે વીસ દિવસે પુરૂં થાય મા. વા. મું. ૪
પછી પ્રશ્ન વ્યાકરણ આદર્યુંરે લોલ,
આ સર્વ સંવર અર્થ થાય, મા. વા. મું. ૫
ઉપર ચરિત્ર વાંચતારે લોલ,
પૃથ્વીચંદ કુમાર મા વા. મું. ૬
વખાણમાં પરખદા બહુ થતારે લોલ,
તીથીએ ત્રણ હજાર, મા. વા. મુ. ૭
વ્રત પંચખાંણ ઘણાં ઉચર્યારે લોલ,
સ્વામીવત્સલ ઘણા થાય, મા. વા. મું. ૮
સાત ખેતર ધન વાવરેરે લોલ,
એક લાખ આસરે થાય મા. વા. મું. ૯
આખો સંઘ તે ધર્મ પામીયોરે લોલ,
તે તો મુનીવરના પસાએ મા, વા. મું. ૧૦
ચોથા વરત ઘણાં ઉચર્યારે લોલ,
પંચરંગી તપ ત્યાં થાય મા. વા. મું. ૧૧
ક્ષયનીધી તપ ઘડા તણાંરે લોલ,

તેની શોભા તણો નહીં પાર મા. વા. મું. ૧૨
ક્રિયા દિન પંદર તણીરે લોલ,
નિત્ય ટોળીઓ ફરતી થાય; મા. વા, મું, ૧૩
સવાબસે માણસ તપનાં થયાંરે લોલ
તેની સોભા તણો નહીં પાર; મા, વા, મું. ૧૪
મુંબઇનો સંઘ ધર્મ પામીયો રે લોલ,
તે તો જ્ઞાનગુરૂના પસાય મા, વા, મું. ૧૫
બે ઢાળે ને આઠે દુહેરે લોલ,
મુનીભકિત પુરી થાય મા, વા, મું. ૧૬
મુંબઇ શેહેરમાં ગુણ ગાવતા રે લોલ,
પાટણ શેહેરમાં વાસ, મા. વા. મું. ૧૭
નાગર પાના સુત વર્ણવે રે લોલ,
સેવક મગન ગુણ ગાય, મા. વા. મું. ૧૮
મંદબુદ્ધિ શું મેં કહ્યું રે લોલ,
તમો પંડિત કરજો શુદ્ધ, મા. વા. મું. ૧૯
ભુલચુક હોય માહરો રે લોલ,
તેને મીછાંમી દોકડો દેઉં, મા. વા. મું. ૨૦

અથ પાટણનું સ્તવન લિખ્યતે.

પાટણમાં પંચાસરો ને દેરાસર
ત્રણસો ને સાઠ મેરે લાલ,

એકસો તીસ મોહટાં દેહરાં,
નિત્ય નમવાને સંઘ જાયમેરે લાલ,
સાંભલોને સાહબા વિનંતી, ૧.
કુમારપાલ રાજા હુઆને, જીવદયા પ્રતિપાલ, મેરે.
હેમાચારયે પ્રતિબોધિયા ત્યાંથી,
જીનપુરી કેહેવાય, મેરે. સાં. વિ. ૨
જીનપુરીમાં જે થયા,સંધ સાંભલો થઇ ઉજમાલ મેરે.
પુન્ય બાંધીને અવતર્યા,
નવા પુન્ય બાંધ્યા અપાર, મે. સાં. વિ. ૩
વીમલ મંત્રેશ મોહટા થયા,
જેણે આબુનાં દેહરાં કરાવ્યાં મેરે લાલ,
સોના ભારોભાર કોરણીને,
લાખે કલીઓ કોરાય, મે. સાં. વિ. ૪
સગરામસોની વાપર્યા,જીનેભગવતીસુત્ર વંચાવ્યું મેરે.
પદે પદે સોના મોહર મુકી;
તવ છતરીસ હજાર પુરી થાય, મેરે સાં. વિ. ૫
સોના તણીરોશનાઇબનાવીને,સિદ્ધાંતસુત્રલખાવ્યાંમે.
ગામો ગામ ભંડાર ઠવી,
તવ આજ સુધી વંચાય, મેરે લાલ. સાં. વિ. ૬

જીતના સેગા ચલ્લાવીઆ, રાજા કુમારપાલ સુપાલ મેરે.
આજ સુધી વરતાય છે,
તેની શ્રાવક કરજો, સંભાળ, મેરેલાલ, સાં. વિ. ૭
અમરપડો વગડાવીઓને,
અઢાર દેશ મોઝાર મેરેલાલ, જીવ તણી રક્ષા કરોને,
મરતાજીવ બચાવો, મે. સાં. વિ. ૮
પાટણમાં અમરપડો વગડાવ્યોને
કાદાકદમી ચલાવ્યો મેરેલાલ,
બે ફેરા સરકારથી પીટાય,
શ્રાવણ માસ મોઝાર, મેરે લાલ, સાં. વિ. ૯
બેસતે શ્રાવણ ને બેસતે પજુસણ,
સરકારથી હુકમ થાય, મેરે લાલ,
આયકા લોક તમે સાંભલો;
તમે જીવની રક્ષા કરો મેરેલાલ, સાં. વિ. ૧૦
જીવની હિંસા મત કરો ને મરતા જીવ બચાવો, મેરે.
એવું બોલી આખા શેહેરમાં ફરેને;
ઢંઢેરો કહેવાય મે. સાં. વિ. ૧૧
તીજી કલમ તમે સાંભળો,
ખટદરશનમાં વરતાય મેરેલાલ,

પાંચેતીથી જે વરો કરે તેને
કંદોઇ કરી નવી આપે મેરે, સાં. વિ. '૧૨
ઘાંચી લોક ઘાણી પીલે પણ, ચોમાસુ રૂડું પાળે મેરે.
બીજો વેપાર તો ઘણો કરે,
પણ ઘાણી છોડી નાખે મરેલાલ, સાં. વિ. ૧૩
શ્રાવક લોક તો ગયણું આપેને,
ઘાણી દીઠ વેહેંચાય મેરેલાલ;
સંખારો રૂડો સાચવેને જીવ દયા પળાય મે,સાં.વિ. ૧૪
છઠી કલમ તમે સાંભળો,
માંહી અપુર્વ સેગા જણાય, મેરે.
ઝીણા જીવને મોહટા જીવને,
સુક્ષમજીવ પળાય મેરે, સાં. વિ. ૧૫
ભોઈ લોક જાળો નાંખતા તેની,
જાળો બંધ કરાવી મેરે.
આજીવકા કરી આપીઓ,
તેની પરંપરા વરતાય મેરે, સાં. વિ. ૧૬
પરલોક જાય તેને કાઠી આપેને,
બીજાથી નવી બેચાય મેરે લાલ;
નાહના મોહટાના દામ કરાવ્યા

ને કામ પડે કેહેવા જાય મેરે લાલ, સાં. વિ. ૧૭
સાતમો સેગો તમે સાંભલો બધારા કુંદી કરે મેરે લાલ
રાત દીવસ મસરૂ ઝુડે પણ ચોમાસું,
રૂડું પાલે મેરે લાલ, સાં. વિ. ૧૮
પસતાગીઆ સાક ઘણાં વેચે પણ ભાજી,
છુટી વેચાય મેરે લાલ,
આખી ઝુડીમાં જીવની હિંસાને,
છુટીમાં ઉતરી જાય મેરે લાલ, સાં. વિ. ૧૯
ચીરેલાં સૌ દાતણો કરે ને વેચનાર,
આખા નવી વેચે મેરે લાલ;
આખા દાતણમાં જીવની હિંસાને,
ચીરયામાં જતના થાય મેરે લાલ, સાં. વી. ૨૦
જીવતણી જતના કરે,
તેતો દેવલોકના સુખ પામે મેરે લાલ,
ઉત્તમ કુલ જઇ અવતરે ને,
શીવગતી વેહેલો જાય મેરે લાલ, સાં. વિ. ૨૧
દસમો સેગો તમો સાંભલો,
પાડેપાડે તે વરતાય મેરે લાલ;
પુન્યતણા થોક ઘણા બાંધે ને,

પાપ તે દુરે જાય મેરે લાલ, સાં. વિ. ૨૨
રોટલા ઉઘરાવવાની છાબડી ફરે ને,
ઘર દીઠ એક ઉઘરાવે મેરે લાલ;
લખપતી છતરપતી સહુ ફરેને,
અસતરી ઉઘરાવાને જાય મેરે લાલ, સાં. વિ. ૨૩
રોટલા સરવે ભેગા થાય,
ત્યારે કુતરાને બોલાવે મેરે લાલ;
પાસે બેસીને કુતરાં જમાડે ત્યારે,
કુતરાં સંતોષી થાય મેરે લાલ, સાં. વિ. ૨૪
આંબલ તણું નાલીએર ફરે,
નિત્ય ફરતાં આંબીલ થાય મેરે લાલ;
વિઘ્ન આવે તવ ઉડી જાય,
તેતો આંબીલ તપ પસાય મેરે લાલ, સાં. વિ. ૨૫
વદ દસમી શ્રાવણતણી તારે મેહેલાવાળા,
ભેગા થાય મેરે લાલ;
કુઇ તણું ઢાંકણું વાસે,
ત્યારે ચઉદ દિવસ ઉઘડાવે મેરે લાલ, સાં. વિ. ૨૬
કુંભાર લોક તો નિંભા પકાવે ને,
છકાયની હિંસા કરે મેરે લાલ,

નાહના જીવને મોહટા જીવને,
બાલી નરકમાં જાય મેરે લાલ, સાં. વિ. ૨૭
એવું જાણી નિંભ બંધ કરે ને,
ચાર મહિના રૂડા પાલે મેરે લાલ;
કુંભાર લોક તો સુખીઆ થયા,
તે તો જીવદયા પસાએ મેરે લાલ, સાં, વિ. ૨૮
તેર સેગા તો મોહટા કહ્યા ને,
સુક્ષમનો નહીં પાર મેરે લાલ;
વિવરીને હું વર્ણવું તો વિસ્તારવધી જાય. મે.સાં.૨૯
આઠસેંવરસતોવીતી ગયાંપણ સેગો નવી લોપાયમે.
ઘણોકાલ હજુ ચાલસે તેતો કુમારપાલઉપકાર મે. ૩૦
જૈનીરાજા તો ઘણા થયા પણ,
કુમારપાલ સમો નહી કોઇ મેરે લાલ,
આગલ ઘણા થયા હવે ઘણા થાસે
પણ હાલમાં કોઇ ન દેખાય મેરે લાલ, સાં. વિ. ૩૧
જીવદયાગુણ વેલડી તે રોપી રીષભજીણંદ મેરેલાલ,
શ્રાવકકુલ મંડપ ચહડાંને,
સીંચો કુવરનીરંદ મેરેલાલ, સાં. વિ. ૩૨
દયા તે સુખની વેલડીને,દયા તે સુખની ખાણ મેરે.

જીવ અનંત સ્વર્ગે ગયા
તે તો દયા તણે પરિણામ મેરેલાલ, સાં. વિ. ૩૩,
હિંસા તે દુખની વેલડીને,હિંસા તેદુખની ખાણ મેરે
જીવ અનંત નરકે ગયા;
તે હિંસા તણું પરિણામ મેરેલાલ, સાં. વિ. ૩૪
વીતરાગે એમ વરણવ્યું, જે અહિંસા એ ધર્મ મેરે;
પરાયો જીવપોતાનો ગણે,
ત્યારે અહિંસા કહેવાય મેરેલાલ, સાં. વિ. ૩૫
તીર્થંકરે જુઓ દયા પાળી,
કહ્યું વિવરીને વિસ્તાર, મે.
નામવાર હું વરણવું તમો,સાંભળો નરનારમે.સાં. ૩૬
સમુદ્રવીજેના સુત થયા પરણવાને જાન જાય, મે.
ઉગરસેન રાજાનું ઘર આવ્યું,
તવ પશુઓએ કીધો પોકાર મે. સાં. વિ. ૩૭
કરૂણા આણી જાન પાછી વાળી,
તવ આવ્યા પોતાને ઘેર મે.
સંવત્સરી દાન દેઇકરીને,ચારિત્ર લીધું સાર મે. વિ.૩૮
તપ તપતાં ગીરનાર ચડયાને,મુખસેં ગયા ઇનઠામે.મે.
તીર્થંકર પદ પામીઆને,

બાવીસમા નેમનાથ. મે. સાં. વિ. ૩૯
પાંચમાં ચક્રવર્તી જે થયાને, બે પદવી તે પામ્યા. મે.
પારેવું તો શરણે આવ્યું તવ,
દેવતા ચલાવવાને આવે. મે. સાં. વિ. ૪૦
એક જીવને કારણે આખું શરીર તીહાં ઓસરાવ્યું. મે.
દેવના દેવ તે થયા ને સોલમા,
શાંતીનાથ જાણો મે. સ.. વિ. ૪૧
હરીબલમછી જે હુંવાને જાળ નાંખવાને જાય, મે.
મુનીવર ધ્યાનમાં ઉભા હતા,
તવ બોલાવીયા તત્કાલ મે.. સાં. વિ ૪૨
જીવની હિંસા મત કરોને મારૂં વચન એક પાળો મે.
પેહેલો જીવ જાલમાં આવે,
તે તમથી નહીં પકડાય મે. સાં, વિ. ૪૩
દેવતા પારખું જોવા આવીયા,
ફેર ફેર જીવ પેહેલો આવે, મે.
સાંજ સુધી જાલો નાંખી પણ,
બીજો નવી દેખાય, મે, સાં. વિ. ૪૪
દ્રઢ પ્રણામ અતિ રાખીયો,
જીવ લીધા વિના ઘેર જાય, મે,

સ્ત્રીની બીકે ઘેર નવ ગયો,
તવ મહાદેવના દેરામાં જાય, મે, સાં. વિ. ૪૫
દેવતા તવ પ્રસંન થયા તારૂં જીવદયા વ્રત, સારૂં, મે,
કામ પડયે સંભારજે હું રહું તમારી પાસ. મે, સાં. વિ૪૬
રાજાનો રાજા તે થયો ને શિવગતી વેહેલો જાય; મે,
બાર વ્રતમાં પહેલું વ્રત,
હરીબલની સાક્ષી દેવાય. મે, સાં. વિ. ૪૭
ધન્ય ગરૂ હેમાચાર્યજી ને ધન્ય રાજા કુમારપાળ, મે,-
ગણુતરી ભવમાં સીધો વર્તાને
મીથ્યાત અંધહડાવ્યા. મે. સાં. વિ. ૪૮
મુંબઇ શેહેર સોહામણુંને, શ્રાવક વસે ધનવંત, મે,
શાંતીનાથ બીરાજીયાને,
પાએ નમી, ગુણુ ગાઉં મે, સાં વિ. ૪૯
સંવત ઓગણીસ છેતાળવોને ચૈત્ર માસ મોઝાર, મે,
એકાદસી તીથી સુકલપક્ષીને,
શુભદિન કહેવાય. મે, સાં. વિ. ૫૦
નાગર પાના સુત વરણવેને સેવક મગન ગુણ ગાય, મે.
જીનના સેગાને જન પુરીને,
જીવ દયા પુરી થાય. મે, સાં વિ. ૫૧

કાન ધરીને સાંભળો તેને હોસે કોડ કલ્યાણ, મે,
પ્રમાદ મુકીને સાંભલે તને હોસે પરમ આણંદ. સાં. ૫૨
ગાય શીખેને સાંભળે તેને હોસે મંગલીક માલ, મે,
જીવ દયા તો સૌને ગમે ને,
સૌની પુરે આશ. મે, સાં. વિ. ૫૩
મંદ બુદ્ધિસુ મે કહ્યું ને તમે પંડિત કરજો શુધ મે,
ભુલચુક હોય તે મારી તેને,
મીછામી દોકડો દેઉં મે, સાં વિ ૫૪

પ્રભુ તુજ ગુણ પાર ન આવે એ દેશી.

હું તો પ્રથમ નમું ભગવતી મુજ મુખે વસો સરસ્વતી,
હવે મોહનલાલજી વર્ણવ કરીશું.
મુજ મનોરથ પુરો કરશું. ૧
મુનીમોહનલાલજીમહારાજમુજપુન્યેથયાંદર્શનઆજ ૨
તમે સમુદ્રની પેરે ગંભીર તમે ચંદ્ર પેરે સીતલ,
તમ મુખે સરસ્વતી પ્રસન અમ ઉપકાર કરો મુનંદ. ૩
તુમ વાણી અમૃત ધારી પ્રતિબોધ પામ્યા નરનારી,
તેથી આ સરવ ઓછું કીધું; સંવર તાણીને લીધું. ૪
તમે મુંબઇ શેહેરમા પધાર્યા; ભવી જીવના કારજ સાર્યાં
તમ વાણી અમો સુણીશું,

જીન વચન હૃદયમાં ધરીશું, ૫
પીરાણુપાટણનો રહેવાસીનાગર પાનાં સુત અભ્યાસી,
મગન મુનીવરના ગુણગાવે મુની વંદતાં પાપતે જાવે ૬

શ્લોક.

યેષાં ન વિદ્યા ન તપો ન દાનં
જ્ઞાનં ન શીલં ન ગુણો ન ધર્મઃ
તે મર્ત્ય લોકે ભુવિ ભારભૂત
મનુષ્ય રૂપેણ મૃગા શ્ચરન્તિનો

સમાપ્ત.



## ॥ વિનંતી. ॥

સર્વે જૈન સદગૃહસ્થોને વિનંતી કરવામાં આવે છે જે આ પુસ્તક મારી મંદ બુદ્ધિથી રચ્યું છે તેમાં જે કાંઇ ભુલ ચુક હોય તે સુધારી વાંચશો એવી આશા છે.

લી. સેવક મગનલાલ નાગરદાસ.

